લઘુ ગ્રંથમાલા પુસ્તક નંબર-૨

॥ ઓ૩મ્ ॥

# શંકા કોષ

## પ્રથમ ભાગ




સંગ્રહ કરી પ્રસિદ્ધ કર્તા:-

ગોવિંદલાલ ત્રીકમલાલ.

મંત્રી આર્યસમાજ-આંવળા.


| વિ. સંવત | સૃષ્ટિ સંવત | દયાનંદાબ્દ |
|---|---|---|
| ૧૯૮૩ | ૧૯૭૨૯૪૯૦૨૭ | ૧૦૩ |


પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

કીમત રૂ. ૦-૧-૦

# નિવેદન.

આસરે બે વર્ષ પહેલા શંકાકોષ નામનું પુસ્તક મારા વાંચવામાં આવેલું. તે પુસ્તકની અંદર ઘણી શંકાઓનો સમાવેશ કરેલો હોઇ હાલમાં મનાતા ધાર્મિક પુસ્તકો ઉપર—માન્યતાઓ ઉપર અજવાળું પડતું હતું. તેથી આ પુસ્તકનો પ્રચાર કરવા માટેની જરૂર જણાતા ઘણી જગ્યોએ શોધ ખોળ કર્યા છતાં પુસ્તક મળ્યું નહિ પણ તપાસમાં જણાયું કે નડીઆદના આપારાવ કરીને કોઇ સદ્‌ગૃહસ્થે બહાર પાડયું હતું

આ પુસ્તકમાંની શંકાઓના સંગ્રહની ફેલાવો કરવાની જરૂર જણાતાં તે શંકાઓને સુધારા વધારા સાથે ટ્રેક્ટરૂપે બહાર પાડવા અમોએ આ સાહસ ખેડયું છે. આ પુસ્તક દ્વેશ બુદ્ધિથી યા કોઇ પણ ધર્મ ઉપર ખોટાં આક્ષેપો કરવાના ઇરાદાથી બહાર પાડવામાં આવ્યું નથી.

અંતમાં દરેક વાંચક બંધુઓ પક્ષપાત રહીત બુદ્ધિથી વાંચી વિચારી જોશે તો અમારો પ્રયાસ સફળ થયો સમજીશું. सुज्ञेषुकींबहुना इत्योम

આર્ય સમાજ મંદીર
તા. ૧-૪-૨૭.

લી. ભવદિય
**ગોવિંદલાલ ત્રીકમલાલ પટેલ.**
મંત્રી આર્ય સમાજ-આવલા.

૧ કૃષ્ણનું એ કહેવું કે તમે જળમાંથી નગ્ન નિકળી આવો અને વસ્ત્ર લઇ લ્યો. શું આ નિર્લજ પણું નથી? (ભાગવત)

૨ દેવાસુર સંગ્રામમાં કૃષ્ણનું મોહીનીરૂપ ધરવું, શું આ સંભવિત છે? (ભાગવત)

૩ પરશુરામાવતારે પોતાની માતાને મારી નાંખવી! આ ધર્મ કે અધર્મ? જે આવાં કામ કરે છે તે શું ઇશ્વર કહી શકાય? (રામાયણ)

૪ જ્યારે વાલ્મીકી રામાયણના અયોધ્યાકાંણ્ડના લેખાનું સાર રામચંદ્ર બ્રહ્માની ઇકાતેરમી પેઢીએ છે; તો પૌરાણીયો દયા કરી બતાવશે કે રામચંદ્ર કયા ત્રેતામાં થયા! અને જ્યારથી સૃષ્ટિ થઇ ત્યારથી સાતમો મન્વંતર હાલ છે કે જેમાં આસરે ૫૦૦ વાર ત્રેતા યુગ આવી ચુકયા તો કયા ત્રેતામાં રામચંદ્ર થયા?

૫ ભેંસ (પાડા) ના પેટથી મહિસાશુરનું પૈદા થવું શું સૃષ્ટિ નિયમથી વિરૂદ્ધ નથી? (દુર્ગાપાઠ)

૬ વિષ્ણુના કાનના મેલથી મધુ કૈટભનું ઉત્પન્ન થવું શું સંભવિત થઇ શકે છે? (ચંડીપાઠ)

૭ માયા દેવીનું આપથી આપ પૈદા થવું. અથવા એમ સમજી લેવાય કે અભાવથી પૈદા થવું શું યુક્ત થઇ શકે? (દુર્ગાપાઠ)

૮ દેવીના હાથ ઘસવાથી બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવનું પેદા થવું અને બ્રહ્મા વિષ્ણુનું ખાખ થઇ જવું પુન: મહાદેવના કહેવાથી તેમને દેવીએ જીવતા કરવા એ શું સંભવિત છે? (દેવી ભાગવત)

૯ રક્ત બીજથી સંપૂર્ણ પૃથ્વિ ભરાઇ જવી. શું સંભવિત છે! (દુર્ગાપાઠ)

૧૦ સર્પની (નાગ) કન્યા સાથે અર્જુનનો વિવાહ થવો શું સંભવિત છે! (મહાભારત)

૧૧ જાંબુવન્ત રીંછની કન્યા કૃષ્ણ ભગવાન સાથે વિવાહીત થઇ હતી શું આ સંભવિત છે ? પુરાણીભાઇઓ કંઇક કાળ—યુગ ઉપર ધ્યાન આપશે ? (ભાગવત)

૧૨ કૃષ્ણ ભગવાનને ચુડી પહેરાવનારનું રૂપ ધરવું શું ઉચિત છે ? (સુરદાસ સતસઇ)

૧૩ ભગવાને વામનરૂપ લઇને ત્રણ ડગલામા ત્રણ લોક માપી લેવા શું સંભવિત છે ? (ભાગવત)

૧૪ પાર્વતીજીનું પહાડથી પૈદા થવું શું સંભવિત છે ? (ભાગવત)

૧૫ પૃથ્વિને ખેડતાં તેની અંદર ઘડામાંથી સીતાજીનું નીકળવું શું માનવા લાયક છે ? (રામાયણ)

૧૬ વિષ્ણુએ બ્રહ્માને ચાર શ્લોકનો ઉપદેશ કરવો. અને પુનઃ કદી મોહને પ્રાપ્ત નહિ થાઓ, એવો વર આપવો. અને પુનઃ બ્રહ્માનું મોહ વશ થવું શું આ વાત સંભવિત છે ? (ભાગવત)

૧૭ "**યસ્યાત્મ બુધ્ધિ**" નો અર્થ સારી રીતે વિવેકથી પૌરાણીઓએ વિચારવો જોઇએ. કે આપણું ભાગવત શું કહે છે ? (ભાગવત)

૧૮ બ્રહ્માનું જુઠું બોલવું કે હું લીંગનો થાહ (છેડો અંત) લઇ આવ્યો. તેથી શ્રાપીત થવાથી જગતમાં તેની પુજા ન થવી આ સંભવીત છે ? (શીવપુરાણ)

૧૯ મહાદેવનું લીંગ એટલું વધ્યું કે બ્રહ્માવિશ્ણું તેનો થાહ (છેડો—અંત) લેવા ગયા, તે નીચેનો થાહ ન મળ્યો કે પૃથ્વિ ફોડીને તે લીંગ કયાં ગયું છે તેમજ ન મળે ઉપરનો થાહ કે ઉંચે કયાંસુધી ગયું છે. શું આવી વાતો માનવી યોગ્ય છે કે !

૨૦ તીલક અને ભસ્મ, ચંદન આદિક લગાવવામાં પરસ્પર

વિરોધ છે. કોની વાત માનવી ! આ બાબત પૌરાણીએ નિર્ણય કરીને સ્પષ્ટ બતાવવી જોઇએ. (સંપૂર્ણ પુરાણનો લેખ)

૨૧ મહાદેવના આંસુથી રૂદ્રાક્ષની પેદાશ થવી સંભવિત છે ?

૨૨ મહાદેવનું ઋષિપત્નીઓની પછવાડે દોડવું? (આથી અગાડીનું વૃતાંત લખવું એ લજ્જાને પણ લજ્જા આવે તેવું છે) પછી સંપૂર્ણ દેવતાઓને આફતમાં નાંખવા, જ્યારે આવી વિકળતા થઇ ત્યારે સંપૂર્ણ દેવતાઓ તથા પૌરાણીયોનું બ્રહ્મા પાંસે જવું, બ્રહ્માથી પણ શાન્તિ ન થઇ ત્યારે વિષ્ણુની પાસે જવું, વિષ્ણુએ કહ્યું કે તમો પાર્વતિની પાસે જાઓ, જ્યારે પાર્વતિ પાસે સર્વે ગયા અને હાથ જોડીને પ્રાર્થના કરી તેથી પાર્વતિજીએ જે કાંઇ કર્યું....શું આવી વાત સંભવિત છે કે? શી. પુ. અ. ૪૧

૨૩ મહાદેવજીએ બીજા દેવતાઓથી દેવાસુર સંગ્રામમાં વિષ્ણુએ મોહીનીનું રૂપ ધારણ કરેલું તેની પ્રશંસા સાંભળીને, વિષ્ણુ પાસે જઇને મહાદેવજીએ પ્રાર્થના કરી કે મહારાજ! તેજ મોહીનીના રૂપથી દર્શન આપો; આ વખતે તો વિષ્ણુએ મહાદેવજીને અનેક બહાનાં બતાવ્યાં પરંતુ મહાદેવજીએ ઘણો આગ્રહ કર્યો ત્યારે લાચારીથી વિષ્ણુને મોહીની રૂપ ધારણ કરવું પડયું. જ્યારે વિષ્ણુએ મોહીની રૂપ ધારણ કર્યું ત્યારે, મહાદેવ કામવશ થવાથી તેજ મોહીનીને પકડવા દોડ્યા, અને મોહીની અગાડી નાઠી, તે મોહીની એવી રીતે નાસતી હતી કે જ્યારે મહાદેવજી નજીક આવે ત્યારે જોરથી દોડતી અને જ્યારે છેટે પડે ત્યારે ધીરે ધીરે ચાલતી, મતલબ કે આશા આપી આપીને મહાદેવજીને દોડાવતી હતી, આનું અંતિમ પરિણામ એ આવ્યું કે મહાદેવનું વિર્ય માર્ગમાં સ્ખલિત થઇ ગયું! વાહ! ભાગવતના શીવજી (ભાગવત)

૨૪ કશ્યપની દીકરીઓથી હાથી, ઘોડા, ઉંટ, વાઘ, ગરૂડ, પશુ, પક્ષી, સાપ, ઝાડ, પુલ, ફળ વગેરે ઉત્પન્ન થવું, શું સંભવ છે? ( ભાગવત અને રામાયણ )

૨૫ પ્રહલાદનું પહાડ ઉપરથી પડવું, જળમાં પડવું તપાવેલા થાંભલાને ભેટવું, શું આ વાતો સંભવિત છે? ( ભાગવત )

૨૬ નૃસિંહ અવતારનું થાંભલામાંથી નીકળવું શું સંભવિત થઇ શકે છે? ( ભાગવત )

૨૭ પ્રહલાદની ત્રણ પેઢી થવી, અને નૃસિંહના વરદાનથી એકવિશ પેઢીનો ઉદ્ધાર થવો સંભવે? પૌરાણીયો બતાવશે કે અઢાર પેઢીનો ઉદ્ધાર નહિ હોવા છતાં શી રીતે થયો?

૨૮ નારદનું સ્ત્રી રૂપમાં ફરી જવું, અને તે પછી તેમને ૬૦ પુત્ર પેદા થવા શું આ વાત સંભવિત છે કે? ( ભાગવત )

૨૯ હિરણ્યાક્ષે પૃથ્વીને લઇ જવી શું સંભવિત છે? જો હોય તો ક્યાં મુકી હશે? ( ભાગવત )

૩૦ હરિવંશ પુરાણના બીજા ખંડમાં લખેલુ છે કે શ્રીકૃષ્ણ મહારાજે જ્યારે દ્વારીકા વસાવી ત્યારે એ ઇચ્છા થઇ કે જે વસ્તુઓ રાજા ઇંદ્રને ત્યાં સ્વર્ગમાં ઉપસ્થીત છે. તે સઘળી લાવીને આ દ્વારીકા પુરીને સ્વર્ગ તુલ્ય બનાવી દઉં. એવો વિચાર કરીને, શ્રીકૃષ્ણ ગરૂડ ઉપર સ્વાર થઇને સ્વર્ગમાં ગયા, ત્યાં રાજા ઇંદ્ર જોડે મોટુ યુદ્ધ થયું તેમાં જીતી, કલ્પવૃક્ષ ઉખાડીને, તથા નન્દન વનને પણ ઉખાડીને ગરૂડ ઉપર મુકીને દ્વારીકા તરફ ચાલવા માંડયું, માર્ગમાં એક દૈત્યની ૧૬,૦૦૦ કન્યાઓ હતી તેમને પણ ગરૂડ ઉપર સવાર કરી દીધી અને ત્યાંથી અઢળક માલ લઇ તે પણ ગરૂડ ઉપર ભરી દ્વારીકા

આવી પહોંચ્યા. શું આવી અરેબીયન નાઇટસને પણ હઠાવે એવી વાતો સંભવિત છે કે?

૩૧ વરાહે હિરણ્યકશ્યપુ પાસેથી પૃથ્વી છીનવી લઇને દાઢમાં રાખી અને પછી બન્નેને યુદ્ધ થયુ હતું. તો પૌરાણીયો કહેશે કે તે બેન્ને શેના ઉપર ઉભા રહી લડયા હશે? (ભાગવત)

૩૨ અજામિલના છોકરાનું નામ નારાયણ હતું અજામિલે મરતી વખત પોતાના છોકરાને બોલાવ્યો. અને વચ્ચે કુદી પડ્યા નારાયણ (ભગવાન) હવે વિચારો કે એવા ઇશ્વર કે જેને આટલું પણ જ્ઞાન નહિ કે અજામિલ પોતાના છોકરાને બોલાવે છે કે મને! તો આવા જ્ઞાનવાળો ઇશ્વર શી રીતે થઇ શકે છે? (ભાગવત)

૩૩ તુલસીદાસના ઇષ્ટદેવ જે બાવળનું વૃક્ષ તથા શેતાન (ભુત) અને તેને જાજરૂ ગએલ વધારાનું પાણી ચઢાવવું તથા તે પછી (તેમની સહાયતાદ્વારા) તેમને ઇશ્વર મલવા સંભવિત છે? (તુલસીકૃત)

૩૪ પુતના મથુરાથી ગોકુળ ગઇ. નંદરાયના વૃજમાં જઇને ત્યાં શ્રીકૃષ્ણને ધવરાવવા લીધા. શ્રીકૃષ્ણે ધાવતાં ધાવતાં તેના પ્રાણ ચુસીને મારી નાંખી. મરતાં તે પોતાનું રાક્ષસી રૂપ ધારણ કરીને પડી કે જે રાક્ષસી દેહ પડવાથી છ કોશ અંદરનાં વૃક્ષ ભાગી ભુકો થઇ ગયાં. તે પછી કૃષ્ણને ગોપીઓએ તેની છાતી ઉપરથી લઇ લીધા!! હવે પુરાણીયો કહેશે કે હાલ ગોકુળ મથુરાને કેટલું છેટું છે? હાલ મથુરા ગોકુલને માત્ર ચાર માઇલ છેટું છે. તો બતાવશો કે ઝાડ ભાગી પડયાં ને ઘર કેમ ન ભાગ્યાં તથા માણસ કેમ ન મર્યા? ભાગવત–દશમ–સ્કંધ–અ–૬

૩૫ **"रथेन वायुवेगेन–અહીથી તે जगामगोकुलं प्रति"** અહિ સુધી ભાગવતના વૃતાંન્ત પર વિચાર કરીએ કે કેવાં કેવાં

ચરિત્ર છે શું એ સંભવિત છે? રથ વાયુવેગે ગોકુળ તરફ જતો હતો મથુરા ગોકુળને ફક્ત ૪ માઇલનું છેટું છે તો રથ સવારનો નીકળેલો સાંજે કેમ પહોંચ્યો? પૌરાણીયો ખુલાસો કરશો? (ભાગવત દશમસ્કંધ)

૩૬ ભાગવતની કથા શ્રવણ કરવા પહાડ અને નદિયોનું આવવું શું સંભવિત છે? (ભાગવત મહાત્મ્ય)

૩૭ વિષ્ણુ ભગવાનનું શીર કપાઇ જવું પુનઃ તેમના શીરની જગોએ ઘોડાનું શીર લગાવવું કે જેથી હયગ્રિવ વિષ્ણુ એવું નામ પડ્યું. શું આ સંભવિત છે? અને તે ઇશ્વર કેવા કે જેનું માથું પણ કપાઇ જાય? (દેવીભાગવત)

૩૮ દુર્વાસાઋષિનું મોહ વશ થવું શું ઠીક છે કે?

૩૯ દરેક પુરાણનું એક બીજાથી વિરૂદ્ધ લખાણ દેખાય છે. જે પુરાણ જે દેવના નામનું કર્યું તેમાં તેની સ્તુતિ અને બીજાની નીંદા કરવી શું વ્યાજબી કહેવાય કે? (સંપૂર્ણ પુરાણ)

૪૦ પાંચ પાંડવોની પટરાણી દ્રૌપદી થવી શું સંભવિત છે? હોય તો નિયોગ બાબત ગુસ પુસ કરવી ઠીક છે કે? (મહાભારત)

૪૧ અહલ્યા અને ગૌતમ તથા ઇંદ્રનું જીવન ચરિત્ર કેવું અદ્ભૂત છે? તેના ઉપર કેવા કેવા પૌરાણીકોએ આક્ષેપો કર્યા છે તેના કૃપા કરીને ઉત્તર આપશો કે?

૪૨ કૌવાએ કથા વાંચવી. અને પક્ષિઓએ તે સાંભળવી શું આ સૃષ્ટિ નિયમથી વિરૂદ્ધ નથી કે? (ભાગવત અને રામાયણ)

૪૩ માર્કંડેય મુનીને જૈમીનીયે ઉપદેશ લેવા પક્ષિઓની પાસે મોકલ્યા, શું આ ઠીક છે કે? (ભાગવત)

૪૪ જન્હુરાજાએ ગંગાજીનું પાન કર્યા પછી જાંગમાંથી વહેવરાવી શું સંભવિત છે કે?

૪૫ મહાદેવની જટામાંથી ગંગાનું નિકળવું શું સંભવિત છે?

૪૬ એક સ્ત્રીનો ગર્ભ કહાડી તેજ ગર્ભ બીજી સ્ત્રીના પેટમાં મુકવો શું સંભવિત છે? (ભાગવત)

૪૭ બળદેવજીની સ્ત્રી રેવતી, તેમના દાદા જ્યારે હતા ત્યારે રેવતી ઉપસ્થીત હતી તો તેજ રેવતી સાથે બળદેવનો વિવાહ થવો શું યુક્ત છે? બળદેવજીથી કેટલી ઘરડી રેવતી હોવી જોઇએ? શું આવી વાતો માનવા યોગ્ય છે? (ભાગવત)

૪૮ સૂર્યની સ્ત્રીએ છાંયારૂપ સ્ત્રીને ઘરમાં રાખી પોતે ઘોડી બનીને વનમાં ચાલી ગઇ શું આ સંભવિત છે? (ભાગવત)

૪૯ જ્યારે સૂર્યને ખબર પડી કે મારી સ્ત્રી ઘોડી થઇ ગઈ છે તેથી પોતે પણ ઘોડો થઇ ગયો શું આ સંભવિત છે? સંભવીત હોય તો પૌરાણીકોના ઘરમાં શાનો પ્રકાશ થયો હશે? (ભાગવત)

૫૦ પુનઃ તેજ ઘોડા ઘોડીથી અશ્વિની કુમારની ઉત્પતિ થવી શું સંભવિત છે? (ભાગવત)

૫૧ વૈવસ્વત્ત મનુની ઇલ્લાનામે કન્યા સ્ત્રી મટી પુરુષ થઇ ગઇ. તે શું સૃષ્ટિ વિરૂદ્ધ નથી? અને તેનું નામ પાછળથી સુદ્રમ્ન નામ રાખવામાં આવ્યું હતું (ભાગવત)

૫૨ પુનઃ સુદ્રમ્નને પુરૂષ મટી સ્ત્રી થઇ જવું શું સૃષ્ટિ વિરૂદ્ધ નથી? (ભાગવત)

૫૩ ચંદ્રમાનો પુત્ર બુધ થવો સંભવ છે? કદાચ હોય તો ચંદ્રમાની જન્મ કુંડલીમાં બુધ કયાંથી આવ્યો? કૃપા કરી પૌરાણીગો ખુલાસો કરશે કે? (ભાગવત)

૫૪ ગોલોકમાં કૃષ્ણજ એક પુરૂષ બાકી બધી તમામ તેમની

(કૃષ્ણની) ગોપીકાઓ હોવી શું સંભવિત છે? જો હોય તો તેમનાં સંતાનો ક્યાં પરણાવાતા હશે? જો અરસપરસ ત્યાં (ગોલોકમાંજ) પરણાવાતાં હોય તો દરેક ભાઈબહેનનાં લગ્ન થવાં શું સંભવિત છે? જો હોય તો પૌરાણીકો શા માટે તેમ વર્તતા નથી (ભાગવત)

૫૫ સખીયોનું ગુજરીયોનું (મહિયારીયોનું) દહી લુંટવું, ચોરવું, એ શું કૃષ્ણ જેવા યોગી પુરૂષને શું લાંછન લગાડનારૂં નથી?

૫૬ કુબજા દાસી સાથે કૃષ્ણ ભગવાને ઘોર અત્યાચાર કરવો, શું ઇશ્વરતાનો હેતુ છે?

૫૭ પાર્વતિજીની ભૃકુટીથી કાલીનું ઉત્પન્ન થવું શું સંભવ છે?

૫૮ ગંગાજળ રૂપી નદીનું સ્ત્રી રૂપ બનવું. અને તેનાથી પુત્ર પેદા થવા શું સંભવીત છે?

૫૯ કચ્ચ અને દેવયાનિનો પ્રેમ. કચ્ચના ટુકડા કરી દૈત્યોએ સમુદ્રમાં નાખી દેવા તેના સમયાંતરમાં દેવયાનીને અતી પ્રેમ થવાથી તેના આગ્રહથી શુક્રાચાર્યેજ પુનઃ તેને સજીવન કરવો શું આ સંભવીત છે?

૬૦ તેજ કચ્ચના શરીરને બીજી વાર કટકા કરી દૈત્યોએ ખવરાવી દીધા તેને દેવયાનીના આગ્રહથી શુક્રાચાર્યે સજીવન કરાવો એ શું ઠીક લાગે છે? (ભાગવત)

૬૧ ત્રીજી વાર તેજ કચ્ચના શરીરની રાખોડીને દારૂમાં મેળવી સુક્રાચાર્યને પાયદેવી અને દેવયાનીના આગ્રહથી તેને પુનઃ જીવીત કરી શુક્રાચાર્યે પેટમાંથી બહાર કાઢવો શું યુક્તિ પ્રયુક્તિ છે?

૬૨ યમદુતોના શરીર પહાડ તુલ્ય હોય છે તો તેમનું જવું આવવું સંભવિત છે? (ગરૂડપુરાણ)

૬૩ વૈતરણી નદીનું હોવુ અને તેમાં ગૌદાન આપ્યાથી તે ગાયનું પુચ્છું પકડી દાન આપનારનું પેલેતીર પહોચવું શું સંભવીત છે કે ? (ગરૂડપુરાણ)

૬૪ દશ ગાત્ર સપિણ્ડી, એકાદશા આદિ કરવું, જીવનું તેર દિવસ ઘરના નેવાપર રહેવું આ જો કદાચ ખરૂં હોયતો માણસ મરતી વખત તેને (જીવને) લઇ જાવા યમના દુતોનું આવવું નિર્થક નહિતો શું કૃપા કરી પૌરાણીઓ ખુલાસો કરશે ! (ગરૂડપુરાણ)

૬૫ હનુમાન વાયુના પુત્ર હોવો શું સંભવીત વાત છે કે ? (રામાયણ)

૬૬ મકર ધ્વજનું માછલીથી પેદા થવું શું સંભવિત છે કે ? (રામાયણ)

૬૭ હનુમાનને ભમરાનુ રૂપ લઇ અહિરાવણના બાગમાં ફુલમાં છુપાઇ રહેવું અને અહિરાવણે તે ન જાણવું શું સંભવિત છે. ?

૬૮ સીતાજીને રામચંદ્રે અગ્નીમાં પ્રવેશ કરાવ્યો

**અર્થાત:—जबलग करौ निशाचर नाशा ।**

**तबतक करहु अग्निमें वासा ॥**

અને માયારૂપ સીતા બનાવવી તે શું સંભવિત છે ? (રામાયણ)

૬૯ વિષ્ણુ નારાયણે શેષની ફેણ પર સુઇ રહેવું શું સંભવિત છે ? (ભાગવત)

૭૦ મહાદેવે અંજનીના કાનમાં વીર્યનું ફુંકવુ, અને તેથી હનુમાનનું પેદા થવું, શું આવી ફીલસુફી પણ મહાદેવ જાણતા હતા કે ?

૭૧ રામચંદ્ર ઇશ્વર અવતાર હોવા છતા વૃક્ષોને રસ્તો ત્યા સીતાજીનો પત્તો પૂછવો શું ઠીક છે કે ? શું વૃક્ષ પણ બોલીને વાત કરતા હતા કે ? (રામાયણ)

૭૨ મૈનાક પર્વતે હનુમાન સાથે વાત કરવી સંભવિત છે। (રામાયણ)

૭૩ શીતલા દેવીની સ્વારી ગધેડાપર અને માથાપર સુપંને રાખીને યુદ્ધ કરવું આ સંભવિત વાત છે ?

૭૪ મહાદેવની સ્વારી પોઠીઓ, અને ગળે આભુષણુમાં સર્પો મુડદાની ખોપરીઓનો હાર, અને માથા પર ચંદ્રમાનું હોવુ શું સંભવિત હોઇ શકે કે ?

૭૫ બ્રહ્માની સ્વારી હંસ પક્ષી, અને તેમને ચાર મુખ હોવા શું એ પ્રમાણુ કોટીમાં ગણાશે કે ?

૭૬ ભૈરવજીનું વાહન કાળો કુતરો, ગળામાં હાડકાની માળા, શરાબ પીવો, માંસ ખાવું, આવા મહા અઘોરીના કર્મ કરવાં શું તેમને સંભવિત છે ?

૭૭ શુકની સ્વારી દેડકા પર શું બીજુ વાહન નહિ મળતુ હોય ?

૭૮ દેવીની સ્વારી વાઘ પર શું સંભવિત છે ?

૭૯ શનિશ્વરનુ વાહન પાડો હોવાનું શું માની શકાય ખરૂં ?

૮૦ સ્કન્દની સ્વારી મોર ઉપર થવી શું સંભવિત છે ?

૮૧ વિષ્ણુની નાભીથી કમળ ઉત્પન્ન થવું અને તેમાંથી બ્રહ્મા. પેદા થવા એ શું માની શકાય એવું છે ? (ભાગવત)

૮૨ કાગભુસણ્ડનું રામચંદ્રના પેટમાં પેસીને લોક લોકાન્તર જોવા અને ઘણા દીન પર્યંત પેટમાંજ ભ્રમણુ કરવું શું સંભવિત છે ? (રામાયણુ)

૮૩ કુંભકરણુના શરીરનું, તથા મૂછ, જાંઘ. તથા કાનનું વર્ણન શું પ્રમાણુ યુકત છે ? (રામાયણુ)

૮૪ કૃષ્ણે ગોવરધન પર્વત. આંગળીના ટેરવા પર ઉચો કરવો શું માનવા લાયક છે ? (ભાગવત)

૮૫ શ્રાદ્ધ પીતૃની તૃપ્તિને માટે મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયમાં એવો લેખ ( જે શ્લોક પૌરાણીઓ એ ઘુંસાડેલા છે ) કે અનના પીંડથી એક માસ માછલીના માંસથી બે માસ, ખરગોસના માંસથી ત્રણ માસ, સકુન પક્ષીના માસથી ચાર માસ સુવરના માંસથી પાચ માસ બકરાના માંસથી છ માસ ભેડના માંસથી સાત માસ રૂરુમૃગના માંસથી આઠ માસ નીલગાયના માંસથી નવ માસ સરભના માંસથી દસ માસ, ગાયના માંસથી અગીઆર માસ અને ધ્રોણુસના માંસથી હંમેશા તૃપ્ત રહે છે શું આ વાત સંભવિત છે. વિશ્ણુંપુરાણ અંશ ૩ અધ્યાય ૧૬માં પણ છે.

૮૬ બ્રહ્મા જયારે પોતાની પુત્રી પર મોહીત થયા ત્યારે એ બન્ને બાપ અને દીકરીએ હરણ હરિણીના રૂપ ધારણ કર્યા. શું આ બ્રહ્મા જેવા ભગવાનના કર્તવ્ય છે કે ? (ભાગવત અગદ શાસ્ત્રીકૃત શ્લોક ૨૩)

૮૭ મેઘનાદ (ઇદ્રજીત) ના કપાએલા માથાનું હસવું, અને કપાએલા હાથથી લખવું શું સંભવિત છે કે ? (રામાયણ)

૮૮ રાવણે વારંવાર માથા કાપીને મહાદેવને ચઢાવવા અને ફરી ફરી નવા માથા થવા શું સંભવિત છે ? (રામાયણ)

૮૯ રાવણને દસ માથા હોવા સંભવિત છે ? (રામાયણ)

૯૦ સહસ્રાઅર્જુનને હજાર હાથ હોવા સંભવિત વાત છે ! (રામાયણ)

૯૧ શિવ પુરાણમાં શિવે સૃષ્ટી ઉત્પન્ન કરી એમ કહે છે તો જયારે સૃષ્ટીના પંચમહાભુત બન્યાજ નહોતા ત્યારે, બ્રહ્મા, વિષ્ણું

મહાદેવનું શરીર જળ કમળ ગાય, કેતકી વૃક્ષ ભસ્મના ગોળા આટલાં વાના કયાથી આવ્યા ? પૌરાણીઓએ પારસલ કર્યું હશે ? (શીવપુરાણ)

૯૨ સહસ્ત્ર બાહુને હજાર હાથ હતા ત્યારે તેનુ સ્થુળ કેટલુ મોટું હશે ? એવા સ્થુળ વાળાને કંસે મારમારીને શીશીમાં બંધ કર્યો તો અમારા પૌરાણીઓનો શીશો કેવડો હશે ?

૯૩ અગીઆરશને દિવસે બધા પાપ અન્નમાં રહે છે તો તે દિવસે કોઇને દુઃખ ન થવું જોઇએ સુખજ મળવું જોઇએ પરંતુ સુખ તો નથી મળતુ ઉલટું સુખનું દુઃખ મળે છે તે બાબત પૌરાણીઓ સમજાવશે ? (એકાદશી મહાત્મ.)

૯૪ શું અઢાર પુરાણના કર્તા સત્યવૃતી સુત છે એમ કહેવું એ શું મૂર્ખ પણું નથી ? (ભાગવત)

૯૫ બ્રહ્માંડ પુરાણમાં લખ્યું છે કે આ ઘોર કલીયુગમાં તંબાકુ ખાવી એ મહા પાપ છે તો શું તે તંબાકુ પૌરાણીઓ એ ખાવી પીવી કે સુંઘવી શું ઉચીત છે ?

૯૬ જડમુર્તીમાં પ્રાણ પ્રતિષ્ઠા કરે છે તો મુર્તીમાં ચૈતન્ય કેમ નથી આવતું ? અને વિસર્જનથી મુર્તી ચાલી કેમ જતી નથી ? અગર પ્રથમ જીવતી થઇ મરતી કેમ નથી ?

૯૭ એક પુરુષના મા બાપ કે જેમને રજસ્વલાથી પ્રસંગ કરવાનો દોષ લાગ્યો હતો બીજું તો ઠીક પણ તે પુસ્તકનાં અનુ સાર અપરાધી હતાં તેજ દોષથી તેની મા કુતરી થઇ અને બાપ કુતરો થયો, તેના દીકરાએ શ્રાદ્ધ પક્ષમાં મા બાપનુ શ્રાદ્ધ કર્યું પરંતુ તેના પિંડ નતોમાએ લીધા કે નતો તેના બાપને મળ્યા. હવે પૌરાણીઓ એક તરફ "વાસાંસી જીર્ણાની" મુજબ તેજ વખત જન્મ માને છે અને

બીજી તરફ શ્રાદ્ધ કરાવી પોતેજ મલીદા ખાય છે (રૂષીપંચમી મહાત્મ)

૯૮ વ્યાસની માની ઉમતી પ્રથમ માછલીથી થવી પછી તે મસ્છાદરીથી પારાશરે ધુમસ વર્ષાવી અંધકાર કરી જબર જસ્તી કરવી તે શું સંભવિત છે ? તે વખતે બળાતકાર સંભોગની કલમ કે કોર્ટ નહિ હશે કે ? (ભાગવત)

૯૯ હનુમાનને દ્રોણગીરી પર્વત ઉખાડી લેવો અને હજારો માઈલ માત્ર દસ કલાકમાં લાવવો લઇ જવો શું સંભવિત છે ? (રામાયણ)

गंङ्गा गंङ्गेति योब्रुयाद योजनानां शतैरपि ।
मुच्यते सर्व पापेभ्यो विष्णु लोकं सगच्छति ॥

૧૦૦ ચારસો કોસથી ગંગા ગંગા કહેવાથી જ મુક્તિ થવી શું સંભવિત છે ? હવેતો પૌરાણીઓને મુક્તિ મેળવવા બીજા સાધનોની જરૂર જ નથી તેમજ ગંગાજીમાં નાહવા જવાની પણ જરૂર નથી મોઢેથી ગંગા ગંગા નો જપ કરશે એટલે બેડો પાર વાહરે વાહ ? ? (ગંગા મહાત્મય)

---

## બીજો ભાગ છપાય છે.

---

લખી લો નીચેનું સરનામું તમારી ડાયરીમાં

# આર્ય સાહિત્ય

તથા

## ટ્રેકટો માટે

સર્વ પ્રકારનાં હિંદી તેમજ ગુજરાતી

પુસ્તકો માટે લખો:—

## છગનલાલ હરગોવનદાસ આર્ય

પુસ્તકાધ્યક્ષ આર્ય સમાજ

આવલા. ( અમદાવાદ

મુદ્રકઃ—પુરૂષોત્તમ શંકરદાસ 'ઉત્કૃષ્ટ મુદ્રણાલય'

ફર્નાન્ડીઝ બ્રીજ, રીચીરોડ—અમદાવાદ.